ॐ तत्सत्परमात्मने नमः ॥

શ્રી

# સાતમી તપોધન બ્રાહ્મણ પરિષદ્-ડાકોર.

પ્રમુખ

## ભટ્ટ કેશવલાલ નનુભાઈનું ભાષણ.

રવિવાર. તા [illegible] મી માર્ચ ૧[illegible].

પ્રત ૧૫૦૦.

આ ભાષણ અમદાવાદના ખાડિયા જેઠાભાઈની પોળમાં આવેલા
'પ્રજાબન્ધુ' પ્રીન્ટીંગ વર્કસમાં મી. એમ. મોદીએ છાપ્યું
અને ભટ્ટ કેશવલાલ નનુભાઈએ સારંગપુર બહાર
કર્મમુક્તેશ્વર મહાદેવમાં પ્રસિદ્ધ કર્યું.

# શ્રી સાતમી તપોધન બ્રાહ્મણ પ

( રવિવાર, તા. ૨૨ મી માર્ચ ૧૯૨૫ )

## પ્રમુખ ભટ્ટ કેશવલાલ નનુભાઈનું ભાષણ.

પરમવંદનીય સંન્યાસી મહાત્માઓ, શ્રીયુત જીવરામભાઈ, પ્રિય જ્ઞાતિબંધુઓ, સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો !

પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આપણા માનવજીવનના મૂલ્યવાન્ ઉત્સવોમાંનો એક આજનો પરમ માંગલિક પ્રસંગ જોવા આપણે ભાગ્યશાળી થયા છીએ. જે પ્રસંગે જ્ઞાતિના એક સાધારણ સેવક તરીકે સેવા કરવાનું ભાગ્ય પ્રાપ્ત થતાં પણ મને અપાર આનંદ થાય, તે સમયે પ્રમુખ તરીકેની આપની સેવા કરવાનું કર્તવ્ય તમોએ સોંપી મને ઉપકૃત બનાવ્યો છે. આપણી જ્ઞાતિમાં અનેક વિદ્વાન્ તથા કાર્યદક્ષ બંધુઓ આ પદને દીપાવે તેવા છે; વળી માત્ર જ્ઞાતિસેવાના જ ઉમળકાથી પ્રેરાઇને પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી અનેક સ્વજાતિ વીરો તથા સુભટો અત્ર પધારેલા છે; તેઓની વચ્ચે મારા જેવા એક સામાન્ય સેવકને આટલું ઉચ્ચ પદ આપવામાં આવ્યું છે, ત્યારે હું માનું છું કે મારી પ્રત્યેના પ્રેમભાવને જ તમે વિશેષ મહત્ત્વ આપ્યું છે અને એ પ્રેમભાવની પ્રતીતિને જોગે જ આ પ્રમુખપદ હું ગ્રહણ કરી શક્યો છું. મને વિશ્વાસ છે કે આ પદની જવાબદારી અદા કરતાં તમો બાંધવો તરફથી મને સહાય મળશે.

**જ્ઞાતિસેવા અને પરિષદ્.**

આપણી જ્ઞાતિની આ સાતમી પરિષદ મળે છે. જે જ્ઞાતિસેવાના ઉદ્દેશથી આપણે પહેલી પરિષદ ભરી હતી, તે જ ઉદ્દેશથી આપણે આ પરિષદ પણ ભરીએ છીએ. વચ્ચેનાં વર્ષોમાં આપણે યથાશક્તિ કામ બજાવ્યું છે, પરન્તુ આ સાતમી પરિષદ માટેનું કામ પહેલી પરિષદ માટેના કામ કરતાં જરાએ ઓછું થયું નથી, બલકે વખતના વહેવા સાથે કાર્ય વધ્યું છે, આપણી જવાબદારી વધી છે, જ્ઞાતિસેવાનાં નવાં નવાં ક્ષેત્રો આપણી દૃષ્ટિ સામે ઉઘડતાં જાય છે અને જેમ જેમ જમાનો આગળ વધતો જાય છે તેમ તેમ આગળ વધતા રહેવાની આપણી ફરજ વધારે જોરદાર સ્વરૂપ પકડતી જાય છે. એક બાજુએ જેમ આપણે આગળ વધવાનું છે, તેમ બીજી બાજુએ આપણે બહાદુરીથી પાછા પણ હઠવાનું છે, અને આપણી કામની, આપણા જીવનની, આપણા ધર્મપાલનની ધન્યતા એ બેઉ કાર્યો વિના સિદ્ધ થઇ શકે તેમ નથી. **सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः** છે, એટલે યોગીઓને પણ અગમ્ય એવો સેવાધર્મ પરમ કઠન છે અને જ્યારે એ સેવાધર્મ સમસ્ત જ્ઞાતિના કલ્યાણને અર્થે બજાવવાનો હોય છે, ત્યારે તેની ગહનતા અત્યંત વધે છે.

**દિશાસૂચન.**

"તપ' એ જ જેનું 'ધન' છે એવા આપણે તપોધન બ્રાહ્મણો છીએ. આપણી પુરાતન જાહોજલાલી અને હાલની પડતીની સરખામણી કરવાની હું જરૂર જોતો નથી કારણકે આપણી પડતીનું સ્વરૂપ અને તેનાં કારણોની મીમાંસા આપણી પહેલાંની પરિષદોમાં સારી પેઠે થઇ ચૂકી છે. એક વાર આપણે જેવા 'તપોધન' હતા, તેવા ગુણોવાળા તપોધન આપણે રહ્યા નથી. દધિચિ ઋષિના આપણે વંશજો છીએ. એ ઋષિવર્યનું તપોબળ ક્યાં અને આજની આપણી સ્થિતિ ક્યાં ? આજે આપણને 'તપોધન'ને બદલે 'તપોધમ' કહેનારા નિંદકો નીકળ્યા છે, શિવપુરાણમાંના શ્લોકોના પાઠો ફેરવાઇને તેમાં પણ 'તપોધમ' શબ્દ દાખલ થયો છે, પરન્તુ એવા નિંદકોના મ્હોંમાં જ તેમના શબ્દો મારવા જેટલું સામર્થ્ય, વિદ્યા અને પ્રગતિ જ્યાંસુધી આપણે બતાવી શકીએ નહિ, ત્યાંસુધી આપણી જ્ઞાતિની જૂની ખ્યાતિ આપણે પુનઃ સંપાદન કરી શકીશું નહિ. આટલા માટે જ જ્ઞાતિસેવાની, જ્ઞાતિસુધારણાની, જ્ઞાતિની જાગૃતિની, જ્ઞાતિની પ્રગતિની જરૂર છે; અને તેના માર્ગોનું દિશાસૂચન કરીને જ હું સંતોષ પામીશ.

**રોગનિદાન.**

કોઇ કહે છે કે આપણે આપણું તપ ગુમાવ્યું છે તેથી આપણે હીન દશાને પામ્યા છીએ, કોઇ કહે છે કે આપણે આપણા આચારથી ભ્રષ્ટ થયા છીએ તેથી આપણી પડતી થઇ છે, કોઇ કહે છે કે આપણે શિવનિર્માલ્ય ગ્રહણ કરીએ છીએ તે અનિષ્ટ છે, કોઇ કહે છે કે આપણે કેળવણી વિના અધોગતિ પામતા જઇએ છીએ કે અને કોઇ કહે છે કે આપણે ખોટા વહેમો, હાનિકારક રીવાજો તથા નિંદા-કુસંપ-દ્વેષાદિ દુર્ગુણોમાં ફસાયા છીએ. આપણા હાલના રોગનું નિદાન જૂદા જૂદા વૈદ્યો જૂદું જૂદું કરી બતાવે છે, પરન્તુ મને તો લાગે છે કે આપણે આપણા મન તથા આત્માને ભૂલી જવા લાગ્યા છીએ તેથી જ અનેક પ્રકારના અનર્થ રૂપે આપણા દોષો ઉભરાતા દેખાય છે. જો આપણે આપણી કોમની મનઃસ્થિતિને પડતી જતી જોતાં જ તેનું ઔષધ કરવા માંડ્યું હોત તો આજે આપણે રોગને બરાબર હાથ કરી લીધો હોત; પરંતુ તે વખતે આપણે ઉંઘતા પડ્યા રહ્યા અને જ્યારે જ્ઞાતિવીરોએ આપણને જગાડ્યા ત્યારે જ જાગ્યા. પરિષદ્દ્વારા હવે જ્યારે આપણે જાગૃત થયા છીએ ત્યારે આપણે મનની અને આત્માની કેળવણીને વિસરવી જોઇતી નથી. આ જાગૃતિના કાર્યમાં શ્રીમાન્ ગિરિજાશંકરભાઇનો પ્રયાસ ઘણો ઉત્કૃષ્ટ છે અને તેને માટે જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.

**વ્યાવહારિક કેળવણી.**

મનની કેળવણી તે વ્યાવહારિક કેળવણી અને આત્માની કેળવણી તે ધાર્મિક કેળવણી છે. બંધુઓ ! જો તમે ઉંડો વિચાર કરી જોશો તો તમને જણાશે કે આપણી દુઃસ્થિતિ જે જે દોષોમાંથી જન્મી છે તે તે દોષો આ બેઉ પ્રકારની કેળવણીની ખામીથી જ જન્મ્યા છે. આપણી વીસ હજારની વસતીમાં રૂપિયે એક આના જેટલી માત્ર કેળવણી છે, એટલે કે ૧૨૫૦ સ્ત્રી પુરૂષો માત્ર ભણેલાં છે. જેમ જેમ મનુષ્ય વિદ્યામાં આગળ વધતો જાય છે, તેમ તેમ તેની દૃષ્ટિ વિશાળ થતી જાય છે અને મન ઉદાર થતું જાય છે; એ રીતે કેળવણીનો સંસ્કાર પામેલું મન અનેક પ્રકારના દોષોથી ઘણે ભાગે મુક્ત હોય છે. તેથી ઉલટું બીનકેળવાએલું મન સંકુચિત વિચારો ધરાવનારૂં અને અનુદાર હોય છે. આપણી કોમમાં ગરીબોની સંખ્યા મોટી છે, ખોટા વહેમો અને હાનિકારક રીવાજો પ્રસરેલા છે, નિંદા-કુસંપ-દ્વેષાદિ દુર્ગુણો ફેલાએલા છેઃ આ બધું મનની કેળવણીને અભાવે ઉદ્ભવે સાંકડા વિચારો અને અનુદાર મનને આભારી છે. સ્ત્રીવર્ગ વધારે અભણ છે તો તેનાથી

દોષોનું પ્રમાણુ પણ વધારે છે. તેટલા માટે કોમની વ્યાવહારિક કેળવણી તરફ હું તમો સર્વ ભાઇઓનું પહેલું ધ્યાન દોરૂં છું. કેળવણીનો પ્રકાશ કોમમાં ફેલાતાં જ ધંધા-રોજગાર તરફ લોકો વધારે વળી શકશે અને ગરીબી નાબૂદ થતી જશે, વહેમો-કુરીવાજોથી થતા અનર્થોનું ભાન ભણતર પોતે જ કરાવશે અને કેળવણીથી સાંપડેલી ઉદાર દૃષ્ટિ પરનિંદા-કુસંપ-વગેરે કરવાને કદાપિ આગળ વધશે નહિ. મને લાગે છે કે આપણી જ્ઞાતિના બંધુઓને તથા બ્હેનોને આપણે ઉપદેશકો રાખી ઉપદેશ આપીએ કે તમે પારકી નિંદા ન કરો, કુસંપ છોડો, વહેમો તજો, તમારાં બાળકોને કેળવો, આળસુ ન રહેતાં ઉદ્યોગી બનો, એ બધું ઠીક છે, પરન્તુ એ પ્રકારનો ઉપદેશ તો મને ઘર કરી બેઠેલા મોટા રોગ ઉપર મારવામાં આવેલા એક થીગડા જેવો લાગે છે, જોકે એ થીગડાં પણ ઉપયોગી તો છે જ. જો આપણે રોગનું નિદાન કરીને તેનું મૂળ કાપી નાંખવા માંગતા હોઇએ તો આપણા જ્ઞાતિરૂપી શરીરની નસોમાં વહેતા લોહીનાં રજકણો જ બદલાવી નાંખવા જેવો મોટો ઔષધોપચાર કરવો જોઇએ અને તે ઉપચાર જ્ઞાતિમાં કેળવણીનો પૂરેપૂરો ફેલાવો કરવાનો છે. જ્યારે એ લોહીનાં રજકણો સુધરી જશે ત્યારે પછી કુસંપ, આળસ, નિંદા, વહેમ, ગરીબાઇ, વગેરે નાના દોષો તો આપોઆપ જતા રહેશે અને થીગડાંવડે એ દોષોને ઢાંકવાના યત્નો કરવાની જરૂર ઓછી રહેશે. આ કારણથી આપણી જ્ઞાતિનાં બાળકોને તથા બાલિકાઓને પૂરી વ્યાવહારિક કેળવણી મળતી થાય તેમ બનેલું જોવાની મને બહુ ઉમેદ છે. આપણી ઘણીખરી ફરીયાદો તેથી દૂર થઇ જશે.

**કેળવણીના ફેલાવા માટેનાં સાધનો.**

પ્રાથમિક, માધ્યમિક અને ઉંચી કેળવણીના ફેલાવા માટે સરકાર તો પોતાનાં સાધનો અને રાજનીતિ પ્રમાણે કામ કરશે, પરન્તુ જ્ઞાતિહિતની દૃષ્ટિથી આપણે તેમાં આપણો ભાગ ભજવવાની પૂરી જરૂર છે. બાળકો ઉપરાંત બાલિકાઓ પણ પ્રાથમિક કેળવણી લેતાં થાય તેમ કરવાને માટે જે ગામોમાં ગરીબ તપોધન કુટુંબો હોય અને ફી કે પુસ્તકોનું ખર્ચ પણ કરવાને સમર્થ ન હોય, તેમને તે દિશાએ કાંઇ મદદ કરવાનું કામ સમસ્ત જ્ઞાતિનું છે. ખાસ કરીને સ્ત્રીકેળવણીના ફેલાવા માટે જે કન્યાઓ આખું વર્ષ ભણીને ધોરણ પસાર કરે તેમને ઇનામોદ્વારા ઉત્તેજન આપવું જોઇએ. માધ્યમિક કેળવણીનો ફેલાવો જેટલો મોટાં ગામોમાં થઇ શકે છે તેટલો નાનાં ગામોમાં થઇ શકતો નથી, કારણકે ઘર આંગણે એવી કેળવણીનાં સાધનો હોતાં નથી. આ તેમ જ ઉંચી કેળવણીને માટે અમદાવાદ જેવાં મોટાં શહેરોમાં આપણી જ્ઞાતિના વિદ્યાર્થીગૃહ અથવા બોર્ડીંગ હાઉસની પૂરી જરૂર છે. જે વિદ્યાર્થીઓ કેવળ ગરીબ હોય તે વિદ્યાર્થીઓને ફી તેમજ પુસ્તકોની પણ મદદ મળવી જોઇએ. આ બધું કામ પાર પાડવાને આપણી પાસે નાણાંની સારી રકમ હોવી જોઇએ. સ્વ. પ્રહલાદજીભાઇએ કરેલી સખાવતમાંથી અત્યારે સ્કોલરશીપો અપાય છે તે ઘણું સારૂં છે, પરન્તુ બોર્ડીંગ, સ્કોલરશીપો અને પ્રાથમિક કેળવણીના ફેલાવા માટે ઇનામોનું ઉત્તેજન એ બધા માટે આપણે સારૂં ફંડ કરવાની યોજનાનો વિચાર કરવો જોઇએ. લક્ષ્મીની આપણને ક્ષણે ક્ષણે જરૂર પડશે અને તે માટે આપણે બીજી જ્ઞાતિ કે કોમ પાસે યાચવા જઈ શકીશું નહિ. આપણે પોતે જ જ્ઞાતિસેવાના રંગથી રંગાઇને આપણાં સાધનો આપણી જ્ઞાતિનાં બાળકો માટે કાઢી આપવાં જોઇશે અને ત્યારે જ આપણે કાંઇક કર્યું લેખાશે. જ્ઞાતિસેવાને માટે જ્ઞાતિબંધુઓ પાસે ભિક્ષા માંગવી તે હલકું નહિ પણ ઉંચું કામ છે એમ હું માનું છું.

મર જાઉં માગું નહિ, અપને તનકે કાજ,
પરમારથ કે કારણે, માગું ન સમજું લાજ.

આ પ્રમાણે વ્યાવહારિક કેળવણી અથવા મનની કેળવણીવડે આગળ વધતા જમાનાની સાથે આગળ વધવાની આપણે માટે જરૂર છે અને તેની દિશાઓ મેં મારા વિચારો મુજબ તમારી સમક્ષ રજુ કરી છે. હવે હું તમોને બહાદુરીથી પાછા હઠવાની દિશા સૂચવું છું. આ પાછા હઠવાની ક્રિયા

**ધાર્મિક કેળવણી.**

ધાર્મિક કેળવણી માટે ખાસ જરૂરની છે. **तपोनिष्ठा यतो जातास्तस्मात्तपोधना मताः** અથવા **विप्रश्रेष्ठो यतो जातस्तस्मात्तपोधनो मतः** એવું જે આપણે માટે શિવપુરાણમાં લખાએલું છે તે આપણે યાદ કરવું જોઈએ. આપણે જ્યારે ક્રિયાકાંડમાં, આચારાદિમાં, વિદ્યાભ્યાસમાં, ધર્મગ્રંથોના પઠન પાઠનમાં અને પૃથક પૃથક વિદ્યાઓમાં આગળ વધેલા હતા, ત્યારે આપણે તપોનિધિ લેખાતા અને આપણને દેવમંદિરો સોંપવામાં આવતાં હતાં. ધર્મભક્તિની એ સંસ્થાની પવિત્રતા ટકાવી રાખવામાં આપણો મોટો હિસ્સો રહેલો છે. આજે આપણે અનેક સ્થળે મંદિરોના વ્યવસ્થાપકો તરીકેનું આપાગું પુરાણું કર્તવ્ય કર્મ કરીએ છીએ, પરંતુ ધાર્મિક કેળવણીમાં આપણે પછાત પડયા છીએ અને તેથી આપણે આપણી અસ્મિતા, વિશિષ્ટતા અને સંસ્કૃતિમાં ઘણું ગુમાવ્યું છે. હવે તો આપણે બહાદૂરીથી પાછા હઠીને આપણા વેદવિદ્યાપારંગત પૂર્વજોની સ્થિતિ–શક્તિએ પહોંચવાના પ્રયાસો આદરવા જોઇએ. આપણાં બાળકોને સંસ્કૃત ભાષાના અભ્યાસમાં નિપુણ કરવાના બધા યત્નો આપણે કરવા જોઇએ. સ્વામી શ્રી **વિવેકાનંદ** કહે છે કે—" પુરોહિત વર્ગના ઉદયના સમયમાં વૈરાગ્ય, મનોનિગ્રહ અને તપશ્ચર્યા એ ત્રણ જે તેમના મુખ્ય ગુણો હતા તેમનો ઉપયોગ તેઓ શુદ્ધ સત્ય જ્ઞાનની પ્રાપ્તિ માટે જ કરતા હતા. પણ ત્યારપછીના જમાનામાં જ્યારે તેમની સત્તાનો ક્ષય થવા લાગ્યો ત્યારે એના એ જ ગુણો તેઓ બીજી ન્યાતો ઉપર પોતાની સત્તા દૃઢ રીતે સ્થાપવામાં, પોતાના અમુક ખાસ અધિકારોને કાયમના કરી લેવામાં અને પોતાના ઉપભોગનાં સાધનોની વૃદ્ધિ કરવાના કામમાં જ કરવા લાગ્યા. જે આધ્યાત્મિક શક્તિના પ્રભાવવડે તેમનું આખા દેશ તરફથી સન્માન અને પૂજન થતું, તે દિવ્ય શક્તિની અધોગતિ કરીને તેને છેક નીચામાં નીચા કાર્યમાં વાપરવા લાગ્યા. તેઓ જીવનનું લક્ષ વિસરી ગયા. મુકરર સિદ્ધાંત વગર ગમે તેમ જીવનવ્યવહાર ચલાવવા લાગ્યા અને તેથી જેમ કરોળીઓ પોતાની રચેલી જાળ પોતાની આસપાસ વીંટતો જાય છે, તેમ પુરોહિતો પોતાની જ પાથરેલી જાળનો ભોગ થઇ પડયા. જે બેડીઓ બીજાઓને પગે પહેરાવવા માટે અનેક પેઢીઓથી અત્યંત કાળજીપૂર્વક ઘડવા માંડી હતી, તે જ બેડીઓનાં ઉપરાઉપરી બંધનોવડે હવે તેમના જ પોતાના પગ બંધાઈ ગયા છે અને તેના વડે અનેક રીતે તેમની ગતિનો અટકાવ થાય છે." સ્વામીજી આ શબ્દોમાં સામાન્ય રીતે સર્વ બ્રાહ્મણોની જે સ્થિતિ આલેખી બતાવે છે તે જ સ્થિતિમાંથી આપણે પણ પસાર થઇએ છીએ; પરન્તુ તેમાંથી હવે આપણે પાછળ હઠવું જોઇએ. આપણા પૂર્વજો જે વિદ્યા, તપશ્ચર્યા, મનોનિગ્રહ આદિ ગુણો ધરાવતા હતા તે ગુણોવાળા પુરોહિતો આપણે બનવું જોઇએ અને જમાનાની તાસીરને ઓળખીને વ્યાવહારિક કેળવણી મેળવી બીજા સદ્ઉદ્યોગમાં પણ પડવું જોઇએ. આટલા માટે જ વ્યાવહારિક કેળવણીની સાથે સંસ્કૃત ભાષાની કેળવણીની–ધાર્મિક કેળવણીની આપણાં બાળકોને જરૂર છે. સંસ્કૃત ભાષાના જ્ઞાનદ્વારા ધાર્મિક કેળવણી પ્રાપ્ત કર્યા સિવાય આપણે આપણા પૂર્વજોના શુભ ગુણો પુનઃ ધરાવી શકાશું નહિ. આપણાં બાળકોને સસ્કૃત ભાષાના જ્ઞાનમાં તેમ જ ધાર્મિ કેળવણીમાં આગળ વધારવા માટે સંસ્કૃત પાઠશાળાની વ્યવસ્થા કરવામાં આવે એટલું જ પણ અત્યારે આપણામાં એ અભ્યાસ હ્રાસ પામતો જતો હોવાથી તેને ઉત્તેજવા માટે ?

ભણતા વિદ્યાર્થીઓને સ્કોલરશીપ, ઇનામ કે વિદ્યાર્થીવૃત્તિ આપવાની વ્યવસ્થા કરવામાં આવે તે મને બહુ જ અગત્યનું જણાય છે. જ્યારે આપણી ઉછરતી પ્રજા ધાર્મિક કેળવણીથી યુક્ત થશે, ત્યારે જ આપણે આપણી હીન દશામાંથી મુક્ત થઈશું, આપણા પૂર્વજોની આચારવિશુદ્ધતા પુનઃ આપણામાં આવી વસશે, આપણા વિચારો પણ ધાર્મિક બનશે અને આપણે આપણાં ઐહિક-આમુષ્મિક સુખો માટેનાં કર્તવ્ય કર્મોનો સંપૂર્ણ ખ્યાલ ધરાવતા થઈશું. એ પ્રમાણે ધાર્મિક અને વ્યાવહારિક કેળવણીના યોગથી આપણા અત્યારના રોગનો નાશ થશે અને તમો ભાઈઓ એ ઔષધોપચાર કરવામાં તમારાથી બનતી મદદ આપણી પરિષદને કરતા રહેશો એવી હું આશા રાખું છું.

**ઔષધોપચાર.**

આપણા રોગનું નિદાન આપણે કરી ચૂક્યા, ઔષધ આપણે શોધી કાઢ્યું અને આપણી ખાત્રી થઈ કે એ ઔષધનું સેવન કરવાથી આપણે જરૂર રોગમુક્ત થઈશું. પરન્તુ એ ઔષધ તો આપણે હજી મેળવવું જ રહ્યું. વળી આપણા જ્ઞાતિરૂપી શરીરના લોહીનું શુદ્ધીકરણ આપણે કરીએ તેથી રોગ તો મટે જ, પરન્તુ લોહીવિકારથી આપણા શરીર ઉપર જે દોષોરૂપી ફોલ્લા ઉઠ્યા છે તેને અંદરથી સુધારવા સાથે બહારથી પણ સુધારવાનો યત્ન કરીએ એટલે કે તેની ઉપર મલમની પટ્ટીઓ મારીને બહારથી પણ તે દોષ દૂર કરવા યત્ન કરીએ-બેઉ પ્રકારના એકી સાથેના યત્નોથી આપણો રોગ જલ્દી દૂર થાય: તેટલા માટે બેઉ પ્રકારના ઉપચારો એકી સાથે અજમાવવા એ જરૂરનું છે. ઔષધ મેળવવાને અને ઉપદેશાદિ બહારના મલમપટ્ટાથી દોષો દૂર કરવાને આપણને જ્ઞાતિજનોમાંથી જ્ઞાતિસેવા માટે નીકળેલા સ્વયંસેવકોની જરૂર છે. શ્રી. ગિરજાશંકરભાઈ, સ્વ: પ્રહલાદજીભાઇ અને બીજા કેટલાક જ્ઞાતિબંધુઓ કે જેઓએ જ્ઞાતિસેવાનું કાર્ય મન ઉપર લઇને સેવા બજાવી છે તેવા જ બીજા વધુ જ્ઞાતિસેવકોની આપણને જરૂર છે. આ સ્વયંસેવકો એવા જોઇએ કે જેઓ સ્થળે સ્થળે ફરીને ફંડ ભરાવી શકે, નાણાંનો સદુપયોગ જ થશે તેની તપોધન સમાજને ખાત્રી આપી શકે, તેની એકેકે એક પાઇ જ્ઞાતિનાં બાળકોની કેળવણી માટે પરિષદ્દ્વારા અગર પરિષદની કમિટીદ્વારા વપરાય તે માટે લોકોને સંતોષ ઉપજાવી શકે, આપણી દુઃસ્થિતિનું ભાન જ્ઞાતિબંધુઓને કરાવી શકે અને કેળવણીના લાભો તેમને સમજાવીને તેમનાં બાળક-બાલિકાઓને જેમ બને તેમ વધારે કેળવણી અપાવવા માટે માનસિક પ્રોત્સાહન આપી શકે. આવા સ્વયંસેવકો વિના-માત્ર ઘર આંગણે જ બેસી રહેવાથી આપણે આપણું કામ ત્વરાથી કરી શકીશું નહિ. આવા જ્ઞાતિસેવકો અથવા સ્વયંસેવકો નાણાં મેળવવા માટેનું તેમજ ઉપદેશક તરીકેનું સુંદર કાર્ય કરી શકશે. જ્ઞાતિબંધુઓએ આ કાર્ય માટે હવે બહાર આવવાની જરૂર છે. નાણાં આપવાની સ્થિતિ જેઓ ઓછી ધરાવતા હોય કિંવા ન ધરાવતા હોય તેઓ પણ જ્ઞાતિસેવાને માટે પોતાના સમયનું દાન કરી શકે છે અને તે કાંઇ નાનું-સૂનું ઉપકારક કાર્ય નથી. કહ્યું છે કે: **स्वार्थो यस्य परार्थ एव स पुमानेकः सताममणीः** અર્થાત્ પરાર્થ એ જ પોતાનો સ્વાર્થ છે, પારકાનું કલ્યાણ કરવું એમાં જ પોતાનું કલ્યાણ રહેલું છે એવું જે સમજે છે તેજ મનુષ્ય સજ્જન સમાજનો અગ્રણી થઈ શકે છે. શું આપણને આવા સજ્જનો-સમયનો ભોગ આપનારા સજ્જનો નહિ મળી આવે? શું આપણા જ્ઞાતિસમાજની દુર્દશા માટે આપણને લાગણી નથી? અજ્ઞાનના અંધકારમાં સબડતાં આપણાં પુત્ર-પુત્રીઓ જ્ઞાનના પ્રકાશમાં આવી પોતાના જીવનને ઉજળું બનાવે તેમ થએલું જોવાને શું તમે ઉત્સુક નથી? આપણી જ્ઞાતિનો એક ભાગ કેળવણીથી વિભૂષિત રહે અને બીજો ભાગ કેવળ અજ્ઞાન રહે,

તેથી જ્ઞાતિસમાજને થયેલું પક્ષાઘાતનું દર્દ તમોને શું દયા ઉપજાવતું નથી ? શું કેટલાંકની ગરીબ અને અજ્ઞાન દશા જોઇ, કેળવણી માટે તરફડીયાં મારતાં બાળકોને સાધન વિના રખડતાં જોઈ, તમારી આંખમાં આંસુ આવતાં નથી ? બંધુઓ ! તમે દયાળુ છો, તમે સેવાની જરૂર સમજો છો, તમે યથાશક્તિ આત્મભોગ આપી શકો છો, છતાં આજે હજી આપણે કેમ આટલી સુસ્તી દર્શાવી રહ્યા છીએ? ફ્લેમીંગ નામનો એક અંગ્રેજ પાદરી આપણા દેશની જ્ઞાતિઓના સંબંધમાં લખતાં જણાવે છે કે: " હિંદુસ્તાનમાં જ્ઞાતિની અંદર થતી આત્મત્યાગભરી સેવા અજાણી નથી. જૂદી જૂદી જ્ઞાતિઓમાં, જ્ઞાતિ જ્ઞાતિમાં પરસ્પર સેવાની જરૂર છે. સાંસારિક અથવા સ્થળના અંતરને લીધે લોકોમાં એક બીજાના સંબંધમાં અજાણપણું રહે છે એમ નથી. બેદરકારીની વૃત્તિથી જ અંતર વધી પડે છે. ઝીણામાં ઝીણા પડદાથી એક બીજાના વિશ્વાસ અને હિતની બાબતોથી આપણે જૂદા પડીએ છીએ. સૌને પોતાનો નાનો મોટો વાડો હોય છે, જેની બહાર તેમને લાગણી જ હોતી નથી. સહાનુભૂતિ અને દયાની લાગણીથી તેની બહાર આપણે નીકળીએ છીએ તોપણ આપણું તે બહાર નીકળવું અનિશ્ચિત, સ્વચ્છંદ અને અદઢ હોય છે. એકસરખી અને એકધારી રીતે તથા નિષ્પક્ષપાતપણે આપણે આપણા જ્ઞાતિબંધુઓને ચહાતા નથી. " એક અંગ્રેજ પાદરીના આ શબ્દોમાં ઘણુંખરૂં સત્ય રહેલું છે. આપણે જો સંપૂર્ણ રીતે જ્ઞાતિસેવાને મન ઉપર લઈએ, પૂરા જાગૃત થઇએ, બેદરકારીની રહી-સહી રજને પણ આપણા મગજમાંથી ખંખેરી નાંખીએ, અનિશ્ચિતતા છોડીને એક જ નિશ્ચયપૂર્વક આપણી જ્ઞાતિમાં રચનાત્મક કાર્ય કરવામાં પૂરેપૂરૂં મન પરોવીએ, તો જ આપણા જ્ઞાતિપ્રેમને, આપણી આત્મત્યાગભરી સેવાને અને નાતિહિતને અર્થે દરવર્ષે પરિષદના રૂપમાં મળવાના આપણા સમારંભને મીઠાં ફળો આવવા પામે. બંધુઓ ! એક વાર ફરીથી હું તમોને વિનતિ કરૂં છું કે એકલાં ભાષણોથી, લખાણોથી કે નાતિમેળાઓથી આપણું કશું વળવાનું નથી, માટે આપણે નક્કર કામ કરવાનું જ મન ઉપર લેવું જોઇએ છે. બીજી જ્ઞાતિઓ તરફ તમો નજર કરશો તોપણ તમોને જણાશે કે જુવાનોની સ્વયંસેવાથી એ નાતિઓના મોટી સંસ્થાઓ ઊભી કરી શકયા છે, નાણાં મેળવી શકયા છે અને સમાજને સુધારવા પાછળ લાગી રહ્યા છે. અલબત્ત, આગેવાનોની સહાનુભૂતિ વિના મોટાં કાર્યો સિદ્ધ થતાં નથી, પરન્તુ આપણામાં સહાનુભૂતિની વૃત્તિ હોવા છતાં આપણાં અગત્યનાં કામો પાર પડતાં નથી, તેમાં કામ કરનાર જ્ઞાતિસેવકોની ત્રુટી પણ એક કારણરૂપ છે.

**મહાસભા અને 'તપોધન' માસિક.**

આ કાર્યમાં આપણને મદદ કરનાર બે મહત્ત્વની સંસ્થાઓ પ્રત્યે આપણે ધ્યાન આપવું જોઇશે. આ બે સંસ્થાઓ તે આપણી મહાસભા અને આપણી જ્ઞાતિનું 'તપોધન' માસિક છે. આ બન્ને સાધનો દિવસે દિવસે પગભર બનતાં જાય છે અને તે આપણો ઉદય નજીક આવતો જાય છે એમ બતાવે છે. ઉપર મેં દર્શાવ્યું તે રચનાત્મક કાર્ય કરવા માટે એ બેઉ સાધનો આપણને બહુ ઉપયોગી થાય તેમ છે, અને અત્યારે પણ તે આપણી જ્ઞાતિમાં નવચેતન રેડી રહેલાં છે. આપણી કોમની સ્થિતિનું સંપૂર્ણ સરવૈયું હજી આપણી પાસે નથી, એટલે કે આપણી કોમની ડિરેકટરી, પ્રત્યેક જ્ઞાતિજનનું સંપૂર્ણ સ્થિતિદર્શક પત્રક, એમાંનું કશું આપણી પાસે નથી. એ પત્રક આપણી પાસે હોય તો કયે સ્થળે કેવા સુધારાની જરૂર છે કિંવા કયાં શું કરવું જોઇએ છે તે આપણી મહાસભા કિંવા પરિષદ્ જાણી શકે. આ સ્થિતિદર્શક પત્રક અને ડિરેક્ટરી તૈયાર કરવાનો આપણો આધાર પણ આ બે સાધનો ઉપર જ અવલંબી રહે

એ ઉપરાંત બીજાં પણ અનેક કાર્યો આપણે તે દ્વારા લઈ શકીએ તેમ છીએ. તેટલા માટે મારી તમોને વિનતિ છે કે એ બેઉ સંસ્થાઓને તન–મન–ધનથી સહાયભૂત બની સુપુષ્ટ કરવા પ્રયત્નશીલ બનશો. કેટલાક માને છે કે જ્ઞાતિનાં માસિકો આપણા દેશને માટે ઇષ્ટ નથી કારણકે તેઓ અંદરોઅંદરના કલહ, ગોળ, તડાં વગેરેને વધારી દેશનું અનિષ્ટ કરે છે, અને વળી તેઓ સમાજની કોમીપણાની વિશિષ્ટતાને કેળવતાં હોઇને રાષ્ટ્રીય વિશિષ્ટતા તરફ દુર્લક્ષ કરાવે છે. પરન્તુ આ એક જ દષ્ટિબિંદુથી સમાજને જોનારાઓ એક ભૂલ કરે છે. જેવા આપણે હિંદી છીએ, તેવા જ આપણે બ્રાહ્મણ છીએ અને તેવા જ આપણે તપોધન પણ છીએ. આપણી રાષ્ટ્રીય ભાવનામાં આપણે હિંદી બનીને હિંદના હિતનાં કામો કરીએ, તે સાથે શું આપણે આપણું બ્રાહ્મણત્વ પણ ન કેળવવું જોઇએ ? બ્રાહ્મણ તરીકેની કે તપોધન તરીકેની આપણી ફરજો આપણી હિંદી તરીકેની ફરજો કરતાં કોઈ પણ રીતે ઉતરતી નથી. એક જ વ્યક્તિ જેમ પિતાના પુત્ર તરીકે, પુત્રના પિતા તરીકે, બ્હેનના ભાઈ તરીકે અને પત્નીના પતિ તરીકેની જૂદી જૂદી ફરજો એક જ ઘરમાં રહીને બજાવે છે. તેમ આપણે આપણા જ દેશમાં રહીને દેશ, ધર્મ, સમાજ કે જ્ઞાતિ પ્રત્યેની ફરજો કેમ ન બજાવી શકીએ ? અને શામાટે ન બજાવીએ ? દેશાભિમાનની કેળવણી માટે આપણે જેમ મહાત્મા ગાંધીજીનો 'નવજીવન' માંનો ઉપદેશ સાંભળવો જોઇએ, તેમ બ્રાહ્મણ તરીકે આપણે આપણા બ્રાહ્મણ ધર્મનાં વાઙ્મય પણ વાંચવાં જોઇએ અને તે સાથે તપોધન બ્રાહ્મણ તરીકે આપણા 'તપોધન' માસિકમાં દર્શાવવામાં આવતા વિચારોનું પૃથક્કરણ કરીને તેમાંના યોગ્ય વિચારોનું આપણે મનન કરવું જોઇએ. આટલા માટે જ જ્ઞાતિનાં માસિકો ઇષ્ટ છે તેમ જ ઉપયોગી છે; હા, તે ચલાવનારાઓના ઉદ્દેશો જ્ઞાતિનું હિત કરવાના જ હોવા જોઇએ. એ ખરૂં છે. આપણું 'તપોધન' માસિક આપણી જાગૃતિ તેમ જ પ્રગતિમાં મદદ કરતું આવ્યું છે તેથી જ આપણી ઉન્નતિનું તે સાધન છે અને આપણે તેને બહુવ્યાપી સેવાશક્તિવાળું બનાવવું જોઇએ, ખીલવવું જોઇએ અને પુષ્ટ કરવું જોઇએ એવી મારી માન્યતા છે.

**ઉપસંહાર.**

બંધુઓ ! આપણી જ્ઞાતિ એ પવિત્ર ગંગા છે અને દ્વારિકાધીશ શ્રી રણછોડરાય મહારાજ અત્રે બિરાજે છે, તેથી આ સ્થાન પવિત્ર તીર્થક્ષેત્ર છે. પવિત્ર ગંગામાતા અને તીર્થક્ષેત્રના આ સંગમનો મહિમા અપાર છે એમ શાસ્ત્ર કહે છે. આ પવિત્ર ક્ષેત્રના જ્ઞાતિબંધુઓએ આ સ્થાનમાં પરિષદને આમંત્રણ આપી આપણને તીર્થક્ષેત્રની યાત્રાનો અને જ્ઞાતિગંગાનાં દર્શન તથા સત્સંગનો બેવડો લાભ આપી આભારી બનાવ્યા છે. જેવું તેમનું પ્રેમયુક્ત આમંત્રણ છે તેવા જ તેમના અપાર ઉમળકાનો સત્કાર ધન્યવાદને પાત્ર છે.

આ જ્ઞાતિસેવાનો શુભ પ્રસંગ પ્રાપ્ત થવા માટે વિશ્વનિયંતા વિભુનો આભાર માની નમ્ર ભાવે વિનતિ કરૂં છું કે હે અંતર્યામી પ્રભો ! મારા જ્ઞાતિબંધુઓને સન્મતિ આપજે, તેમનામાં જાગૃત થવાનું બળ પ્રેરજે, પૂર્વજોનાં જ્ઞાન, સેવા અને તપ તેમનામાં પ્રજ્વલિત કરજે અને તેમનાં હૃદયકમળને ભાવભીનાં રાખજે ! અસ્તુ ! सर्वे सुखिनस्सन्तु ॥

